॥ ॐ ॥

श्री

# कृष्णचंद्रोदय चित्रकथा.



રચનાર,

શાહ ફુલચંદ ઝવેરદાસ.

ઘેરાપોળ, નડીઆદ.

॥ ૐ ॥

# श्री
# कृष्णचंद्रोदय चित्रकथा.

રચનાર,
શાહ ફુલચંદ ઝવેરદાસ.

પ્રકાશક,
શાહ બાલુભાઈ ફુલચંદ.
ઘોરાપોળ, નડીઆદ.

આવૃત્તિ પહેલી] સને ૧૯૨૩ [પ્રત ૧૦૦૦

શ્રી લક્ષ્મી પ્રીન્ટીંગ પ્રેસ, અમદાવાદમાં
શા. મણીલાલ ઉગરચંદે છાપી.



કીંમત રૂ. ૦-૬-૦

# નિવેદન.

શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધના પ્રારંભના બે ત્રણ અધ્યાયની વસ્તુને સરળ કાવ્યમાં ગુંથી, સાથે સાથે તદ્રુપ ચિત્રમાં આલેખી વાચકવૃંદની સમક્ષ આ નાનકડી ચિત્રકથા રજુ કરવામાં નાટ્ય સૃષ્ટિમાં **કવિ ચિત્રકાર**ના નામથી વિખ્યાત મ્હારા પૂજ્ય પિતાશ્રી **શાહ ફુલચંદ ઝવેરદાસે** અત્યંત પરિશ્રમ લીધોછે. સ્વતંત્ર કાવ્ય રચી, ત્હેને અધ્યાત્મ રહસ્યમાં ઉતારી, જાતેજ ત્હેનાં સ્વતંત્ર ચિત્રો આલેખવાં એ કાંઇ સર્વને સુલભ નથી.

એમનાં રચેલાં મહાસતી અનસૂયા, સુકન્યા, સાવિત્રી, મહાશ્વેતા કાદમ્બરી, માલતી માધવ, મુદ્રાપ્રતાપ અને શુકદેવજી વિગેરે દૃશ્ય નાટકો ગુર્જર રંગભૂમિ પર ભજવાઇ લોકપ્રિય થઈ ચૂકયાં છે; પરંતુ મ્હારી પ્રાર્થનાથી આ કાર્ય પ્રદેશમાં એમણે એક અનેરી પ્રગતિ કરીછે.

જેમ દેવમંદીરોમાં પ્રભુ સાકાર સ્વરૂપે બીરાજે છે તેમ પ્રત્યેકના દેહ મંદીરમાં પણ પ્રભુ નિરાકાર રૂપે બીરાજી રહ્યા છે તેથી અવનતિના ઘોર પથમાં ધુસડી લઈ જનાર આસુરી વૃત્તિને સર્વથા નિર્મૂળ કરી ધર્મભાવનાની અખંડ જ્યોતિ પ્રકટાવનાર હરેક મનુષ્યનું કલ્યાણ થાય છે એ દર્શાવવાનું આ ચિત્રકથાનું તાત્પર્ય છે.

આ સ્થળે બ્લૉકનું કામ વેળાસર કરી આપવા માટે ધી ટાઇમ્સ ઑફ ઇન્ડીયા પ્રેસનો હું આભાર માનુંછું; તેમ ચિત્રો બહુ સુંદર રીતે જલ્દીથી છાપી આપી ફીનીક્ષ પ્રી. વર્ક્સના માલીકો એમ. વાડીલાલની કંપનીએ ઉપકાર કર્યો છે. પ્રભુ ! સર્વને સદ્બુદ્ધિ આપો.

ઘોરાપોળ, **નડીયાદ.**
સંવત ૧૯૮૦ કાર્તિક સુદી ૧૫
( દેવદીપોત્સવી )

લી. સેવક,

**શાહ બાલુભાઈ ફુલચંદ.**



શાહ·ફુલચંદ ઝવેરદાસના જયશ્રીકૃષ્ણ.

Phoenix P. Works

॥ श्रीगणेशाय नमः ॥

# શ્રી

# કૃષ્ણચંદ્રોદય ચિત્રકથા.

---

## મંગલાચરણ.

શ્રી ગૌરીસુત સ્વામી રિદ્ધ સિદ્ધના
વિઘ્નો સહુનાં હરે,
પ્રારંભે શુભ નામ જેનું સહુમાં
માંગલ્યકારી ઠરે;
પૂરીને મન કામના સહુપરે
દૃષ્ટિ દયાની કરે,
ગાવા નંદનનંદનાં ચરિતને
આનંદ ઉરે ભરે.

## ગૌપ્રાર્થના.

થયો ધર્મનો લોપ પૃથ્વી સૌ પાપ કર્મથી પૂર્ણ ભરી,
બ્રહ્મા પાસે આવ્યાં દેવી વસુંધરા ગૌરૂપ ધરી;
ચંદ્ર સુરજ બે રાત્રિદિવસના સાક્ષી પણ તે સાખ પુરે,
સુણી નિવેદન પ્રજાપતિને અધિક ચિંતા થાય ઉરે.

---

જીવથી થાય છે જે જે, પાપ કર્મો અરે બહુ;
સૂર્યને ચંદ્રમા બન્ને, સાક્ષી રૂપે જુવે સહુ.



शेषशायी.



Phoenix P  Works

## શેષશાયી.

ઇંદ્રાદિક અમરપુરવાસી ત્રિપુરારિને સાથ લઈ,
ક્ષીરસાગરને તીરે આવ્યા જ્યાં પોઢ્યા જગદીશ જઈ;
આજ્ઞા શ્રીઅંતર્યામીની માત્ર પ્રજાપતિ શ્રવણ કરે,
દેવો સઘળા યાદવરૂપે જઈ મથુરાંમાં જન્મ ધરે.

---

ઉદ્ધારનો અરે જ્યારે, માર્ગ એકકે રહે નહીં;
અંશરૂપે ધરે દેવો, જન્મ પૃથ્વી વિષે સહી.

## દેવકીવિવાહવિચાર.

મહામનોહર મથુરાં નગરી ઉગ્રસેન જ્યાં રાજ્ય કરે,
કંસરૂપે ત્યાં પ્રકટ થયો છે કાલનેમિ અવતાર ખરે;
દેવલોક પામ્યા લઘુબંધુ મુકી એક કુંવરી ન્હાની,
મળી શુભ લગ્ન મુહૂર્ત પુછાવે કન્યાકાળ થયો જાણી.

---

રાજસી ભાવ જ્યાં વાધે, ભાવ સાત્વિક ત્યાં નહીં;
રહી જે સૂક્ષ્મતા ત્હેનું, લગ્ન હોવું ઘટે કહીં ?




देवकी विवाह विचार.




लग्नोत्सव.

## લગ્નોત્સવ.

વર લાયક વસુદેવ જડયા યાદવનાં ઘર છપ્પન કોટી,
પરણાવ્યાં શ્રીદેવકીજીને દઈ પહેરામણીઓ મ્હોટી;
આશીષ ગર્ગાચાર્ય આપતા ગીત મંગળ ગાએ નારી,
સાજન સાથે વરકન્યાને વળાવવાની તૈયારી.

---

સંસ્કારોમાં રૂડા સૌથી, સંસ્કાર બ્રહ્મજ્ઞાનના;
સૂક્ષ્મતા જ્યાં વરે ત્હેને, રહે શી કાંઇ ત્યાં મણા !

## આકાશવાણી.

વરકન્યા રથમાં પધરાવ્યાં આગળ બેઠો કંસ ચઢી,
બન્યો સારથિ રૂડું મનવવા અશ્વતણી રાશો પકડી;
ઓચીંતો ત્યાં મેઘનાદસમ શબ્દ થયો આકાશ મહીં;
"દેવકી કેરો પુત્ર આઠમો ત્હને મારશે પ્રકટ થઈ."

---

જ્ઞાનને સૂક્ષ્મતા કેરો, સારથિ ગર્વ શું બને !
સન્તાનો સૂક્ષ્મવૃત્તિનાં, ઉદ્ભવી તેહને હણે.




प्रकोप.

## પ્રકોપ.

સુણીને વાણી શસ્ત્રજ તાણી ગ્રહી કેશ હણુવા ધાયો,

વસુદેવજી વચમાં પડીઆ ઝટ પાપીનો કર સાહ્યો;

બાળક આઠે સ્વાધીન કરવાં કંસરાયની પાસ જઈ,

દેવકીજીને મુક્ત કરાવ્યાં શ્રીવસુદેવે વચન દઈ.

---

ગર્વના નાશનું બીજ, સૂક્ષ્મતા દેવકી ઠરી;

હણાતી ગર્વને હાથે, મુક્ત જ્ઞાનવડે કરી.

## અસુરસભા.

ક્રૂર કંસ રાજા થઇ બેઠો વૃદ્ધ તાતને કેદ કરી,
દેવવાણીના ભયથી દુષ્ટ દાનવ કેરી સભા ભરી:
અઘબગ ચાણુંર ને નરકાસુર મધુકેશી સાથે મળીયા,
લખ્યા લલાટે લેખ કંસના નવ ટાળ્યા કોથી ટળીયા.

---

અહંકાર બહુ બુરો, સારાસાર જુવે નહીં:
કરાવી નીચ કર્મો ને, પાડેછે નર્કમાં સહી.




वात्सल्य.



Phoenix P. Works.

## વાત્સલ્ય.

વીતી ગયા કૈં માસ દેવની આશામહીં કૈં કાળ ગયો,
પ્રેમરૂપ અવતાર મનાતા કીર્તિમાનનો જન્મ થયો;
કંસરાયને સ્વાધીન કરવા વસુદેવ બાળક માગે,
દેતાં દેવકીના કર કંપે અંતરમાં વસમું લાગે.

---

જ્ઞાનને સૂક્ષ્મવૃત્તિનો, મેળ જ્યારે પૂરો મળે;
ધર્મ ત્યાં ઉદ્‌ભવે ત્યારે, શંકા એથી બધી ટળે.

## પ્રતિજ્ઞાપાલન.

વચન સત્ય વસુદેવે પાળ્યું પુત્ર તણી મુકી માયા,
બાળકને ખોળામાં ઘાલી કંસ પાસ પોતે આવ્યા:
પાપી બોલ્યો. " પુત્ર આઠમો શત્રુ એકજ છે મ્હારો.
શાને કાજે હણી સર્વને બનું વૃથા હું હત્યારો ? "

---

જ્ઞાન જ્યાં ગર્વની પાસે. આવેછે ધર્મને લઇ:
અવજ્ઞા તે કરે પ્હેલી, ધર્મને ઓળખે નહીં.

## નારદાગમન.

કરે ધર્મનો વિનાશ ત્હેનો વિનાશ વ્હેલો થાય સહી.

એમ જાણી મુની નારદ આવ્યા કંસ તણા દરબાર મહીં;

કહ્યું. "દેવકીના બાળકને મુકે જીવતું શા સારૂ ?

દેવરૂપ યાદવ છે સઘળા નથી કોઇ અહીંયાં ત્હારૂં."

---

સંરક્ષા ધર્મની હોતાં, નાશછે ગર્વનો સહી;

એવી સંસ્કારી બુદ્ધિથી. ગર્વને પ્રેરણા થઇ.

## ધર્મખંડન.

અનુચરો પાછળ દોડાવ્યા સૌને તે લાવ્યા તેડી.
કંસે બ્હેનબનેવીના પગમાં નંખાવી છે બેડી;
ઉંધી શીખામણ નારદજીએ ઉંધાને એવી આપી,
બાલધર્મના પગ ઝાલીને પથ્થરપર પટકે પાપી.

---

જ્ઞાનને સૂક્ષ્મવૃત્તિઓ, ભય ના કોઇનો ધરે;
પોતાના નાશને માટે, ધર્મનો નાશ તે કરે.




धर्मखंडन.



Phoenix P. Works.

## અનંતપ્રેરણા.

દેવરૂપ ખર બાલ હણાયાં જાણીને અંતર્યામી,

શેષનાગની પાસ પધાર્યા ચઢી ગરૂડે જગના સ્વામીઃ

સહસ્ર મુખે રામ રટેછે ધરા ફણા ઉપર ધારી,

જઇ ધરવા અવતાર સાતમો આજ્ઞા કરતા કંસારિ.

---

જ્ઞાનને સૂક્ષ્મવૃત્તિ જ્યાં, બંધીખાને પડ્યાં જઇ;

શોષવા ઝેર ઝેરીનું, શેષને મોકલ્યા સહી.

## માયામુકુન્દ.

પ્રભુએ માયાદેવીને કહ્યું "દેવકીજીનું દુઃખ હરો,
ગોકુલમાં જઈ શ્રીયશોદાજીને પેટે અવતાર ધરો;
દેવકીજીના ઉદરમહીંથી ગર્ભ અનંતતણો કાઢી,
રોહીણીજીને ઉદરે મુકો એ બલરામ તણી માડી."

---

આત્મારામ અવિનાશી, ગર્વનો નાશ આદરે;
માયાને મોકલી પ્હેલાં, સર્વને ગાભરાં કરે.




मायामुकुंद.



Phoenix P. Works

## ચતુર્ભુજપ્રાકટ્ય.

કૃષ્ણપક્ષ શ્રાવણ મહીનાનું આઠમની મધરાત વિષે,

કૃષ્ણચન્દ્ર પુરૂષોત્તમ પ્રકટ્યા પ્રથમ ચતુર્ભુજ રૂપ દીસે;

માતતાતનાં બંધન છૂટ્યાં તુટી પડી નીચે બેડી,

દર્શન જેનાં જન્મ જન્મનાં બંધન સૌ નાંખે ફેડી.

---

જીવાડે જીવને એવો, આત્માનો અંશ જે કહ્યો;

બીજમાં ઉતરી કેવો, જીવાડે વિશ્વને અહો !

## ગોકુલગમન.

કરી પ્રેરણા લઇ જવાની નંદઘેર ગોકુલ ગામે,
તેથી ચાલ્યા વસુદેવજી ત્યાંથી પોતાને કામે;
હાથમાંહી પ્રભુને પધરાવી દ્વાર સમીપ આવ્યા જ્યાંહી,
કમાડ આપે ખુલી ગયાં ચોકીવાળા ઉંઘે ત્યાંહી !

---

સ્થૂળ જે દેહનું રૂપ, નામ ગોકુલ તે ઠરે;
જાણેના કોઇ શી રીતે, આત્માને દેહમાં ધરે.

## યમુનાવતરણ.

એક તીરે છે મથુરાં નગરી સામું ગોકુલ ગામ વસે,
વચ્ચે શ્રીયમુનાજી કેરો ગંભીર પૂર પ્રવાહ દીસે;
અંતરની ગત જાણી પ્રભુએ પુનિતપાદ લાંબો કીધો,
વ્હેતાં જળ સ્થંભ્યાં યમુનાનાં વસુદેવને માર્ગ દીધો!

---

બુદ્ધિ જે જ્ઞાનના યોગે, ઉછાળા ખુબ મારતી;
આત્માના સ્પર્શથી અંતે, શાન્ત સંપૂર્ણ તે થતી.

## નંદગૃહપ્રવેશ.

ઉંધી ગયાછે ગોપ સકલ ગોકુલ સૂનું સૂનું લાગે,

માયાએ ઘેરણ મુકયું નવ જીવ અન્ય કોઈ જાગે;

દીઠાં સઘળે દ્વાર ઉઘાડાં મંદીરમાંહી પ્રવેશ કર્યો,

નંદ ઘેર પ્રભુને લઇ આવ્યા જ્યાં માયાએ જન્મ ધર્યો.

---

માયાની જાળ છે મ્હોટી, કોણ એને શકે કળી ?

આત્માનાં જ્ઞાનના યોગે, બન્ધનો જાયછે ટળી.




**माया रुदन.**

## માયારૂદન.

પ્રભુને ગોકુલમાં પધરાવી બદલે માયાને લાવ્યા,
આપે દ્વાર ભીડાયાં પાછાં હતા ત્યાંહી પોતે આવ્યા;
ચોકીવાળા કાંઈ ન જાણે સમય બધો ઉંઘમાંહી ગયો,
માયાએ રૂદન આરંભ્યું જાગ્યા શોરબકોર થયો.

---

આત્માને દેહમાં સ્થાપી, માયાને લાવીયા જહીં;
હતું તેવું થયું પાછું, સૂક્ષ્મતા જ્ઞાનનું તહીં.

## માયાઆકાશગમન.

ઉઠી દોડતો કંસ આવીયો પ્રકટ થયો શત્રુ જાણી,

પગ ઝાલીને ગયો પટકવા રીસ બહુ મનમાં આણી;

છટકી માયા બોલ્યાં મુખથી અષ્ટભુજા રૂપે વાણી,

"શત્રુ ત્હારો પ્રકટ થયો છે ઉતારશે ત્હારૂં પાણી."

---

અનાદિ શક્તિ છે માયા, નાશ એનો અરે નહીં;

વિશુદ્ધિ જીવની હોતાં, નાશ છે ગર્વનો સહી.




माया आकाशगमन. Copy Right

## જન્મોત્સવ.

પોરાઢી પારણે યશોદામાત લાલને ઝુલાવે,

ગોપીજન ભેટા લઈ પ્રભુનાં સુખદર્શન માટે આવે;

અવધુત રૂપે શિવજી આવ્યા, હરિહરમાં નવ ભેદ રહ્યો.

કૃષ્ણચન્દ્ર પ્રકટ્યા ગોકુલમાં નંદઘેર આનંદ થયો.

---

બ્રહ્માનંદ તણું રૂપ, નંદ સાક્ષાત્ જાણવા;

આત્મારામ ઝુલે ત્યાંહી, આત્માનુભવ માણવા.

# પુષ્પાંજલિ.

જેની કૃપા, ઉદારતા વડે કરીને મોક્ષદ્વાર રૂપ મનુષ્ય-જન્મ મળ્યો, એ પ્રભુના ચરણકમલમાં પ્રણામ.

જે ગુરૂદેવે જ્ઞાનદાન દઇને, આત્મોન્નતિનો માર્ગ-દર્શાવ્યો, એ ગુરૂના ચરણ કમલમાં પ્રણામ.

જે માતાપિતાએ જન્મ આપી યથાવિધિ પાલન-પોષણ કર્યું, એ માતાપિતાના ચરણકમલમાં પ્રણામ.



॥ श्रीकृष्णार्पणमस्तु ॥

સમાપ્ત.

# જાહેર ખબર.

આ કર્ત્તાએ રચેલાં નીચેનાં પુસ્તકો ટુંક સમયમાં બહાર પડશે.

૧. શ્રી રામચંદ્રોદય ચિત્રકથા (સચિત્ર કાવ્યાત્મક રામાયણ)

૨. શ્રી ગીતાગુણાનુવાદ. (સમશ્લોકી)

૩. રાગરૂપાવલિ (રાગરાગણીઓનું સ્વરૂપ દર્શાવનારી સ્વર પ્રયોગ.. કાવ્યમાલા)

૪. ફુલછડી (ટુંકી ધાર્મિક આખ્યાયિકા)

૫. પુષ્પ-પાંદડી } બોધક વાર્ત્તાઓ
૬. પ્રેમ-પરીક્ષા }

૭. સંગીત પાઠાવલિ (પદ્ધતિસર શાસ્ત્રીય સંગીત શીખવનારી સચિત્ર પાઠમાલા.)

૮. અવનદ્ધ વાદ્ય (મૃદંગ અથવા તબલા વગાડતાં શીખવનારી સચિત્ર પાઠાવલિ)

પ્રકાશક,

શાહ બાલુભાઇ ફુલચંદ.

દેસાઇપોળ, નડીઆદ.